૪૯૩૮

सत्यशिरोमणि

# રાજા હરિશ્ચન્દ્રના નાટકનાં ગાયનો.

રચી પ્રસિદ્ધ કરનાર

**લલિતાશંકર લાલશંકર વ્યાસ.**

"કરણઘેલા"ના નાટકના ગાયનોનો કર્ત્તા.





સુરત "ખોદાબક્ષ" પ્રેસ.

એમ. જે. પોષ્ટવાલા, નાણાવટ.



**કિમ્મત ૬ આના.**

## सत्यशिरोमणि

# राजा हरिश्चन्द्रना नाटकनां

## गायनो.

નાન્દિ (૫૭)

પ્રભૂ ધન્ય ધન્ય ધન્ય તુજ કરીએ સ્તવન; (૨)
જય પ્રભૂ કરીએ અંતરથી નમન. પ્રભૂ. (૧) ટેક૦
દિનવત્સલ પ્રભૂ અંતરયામી; (૨)
નિશદિન રંક અમે તુજ રહીએ શરણ. (૨) જય૦ પ્રભૂ. ૨
અકળ કળા પ્રભૂ તારી આ જગમાં; (૨)
ભૂલું પડે જનમન લેશ કરતાં મનન (૨) જય૦ પ્રભૂ. ૩
દુરિત કૃતિઓ અસંખ્ય કીધીછે; (૨)
ક્ષમા કરી અમને કરો આપ પાંવન. (૨) જય૦ પ્રભૂ. ૪
કામ ક્રોધાદિક અરિથી ઘેરાયા; (૨)
પ્રભૂ તુજ વણ કો નથી પાશછેદન. (૨) જય૦ પ્રભૂ. ૫
વંદન કરી પ્રભૂ તારી આશિષો; (૨)
શુભ આ સમે માગીએ અમે દિન જન. (૨) જય૦ પ્રભૂ. ૬

નારદ પદ—ધનાસરીની ઠુમરી

કર કરૂણા તું કૃપાલ, પ્રભૂ હે કર કરૂણા તું કૃપાલ; (ટેક)
સન્મતિ પ્રેરો દુર્મતિ ટાળો, ભકતની કરિને સંભાળ—પ્રભૂ હે.
આ સંસાર વિકટ સાગરછે, દશ દિશ મોહની જાળ—પ્રભૂ હે.
ભવભયહારક, અધમ ઉધારક, દુઃખજનોનાં ટાળ—પ્રભૂ હે.
પ્રાણી સહૂ જળચર સ્થળચરને, તુજ સત નામની ઢાલ—પ્રભૂ હે.
ત્રિવિધ તાપ ભકતોનાં ટાળી, ભકિત સદા તુજ આલ—પ્રભૂ હે.

**નારદ** **(શાર્દૂલવિક્રીડિત છંદ)**

જેના સત્ય તણો પ્રકાશ સઘળે દીપે અતિ ઉજ્વળ,
મેરૂ પૃથ્વી વિષે ડગે પણ સદા સત્યે રહે નિશ્ચલ;
દાને એ નૃપ સારિખો નહિ બીજો ત્રૈલોક્યમાં જાણજો.
એવો દૃષ્ટિ વિષે પડયો નૃપતિ, સૌ નિત્યે કરી માનજો;

**તારામતિ** **રાગ—કાફી.**

વસંતની શી રે વધાઈ, વધાઈરે,—વસંતની શીરે વધાઈ.
વૃક્ષ કોમળ પલ્લવથી શોભે, નેત્રને આનંદદાઈ;
ભ્રમર ગુંજારવ કરી રસપીએ, પુષ્પ ભણી તે ધાઈ,
વિલાસીનું મન લે વાળી–વસંતની શીરે વધાઈ. ૧
નદીઓ સરોવર નિર્મળા દીપે, હંસ ફરે હરખાઈ;
બાગ બગીચે મોર કોકીલા, સુસ્વરથી રહે ગાઈ,
સુવાસિત વાયુ રહે વાઈ—વસંતની શીરે વધાઈ. ૨

**પ્રજાજન** **રાગ પીલુ તાલ લાવણી.**

જનપાલક રાજા, ધાઓની વ્હારે પ્રભૂ રંકને.
ત્રાહે ત્રાહે વરતાવી રાજા, દુઃખ તણો નહીં પાર;
ચિત્ર વિચિત્ર આકારનાં પ્રાણી, મારે જનને ઠાર. જન પાલક. ૧
વ્યાઘ્ર વરૂ આદી જે ભયંકર, પ્રાણી આપે ત્રાસ;
ખેતર વાળ્યાં ઉજડ સઘળાં, જનની ન્હાસાન્હાસ, ,, ૨
સ્રીઓ અમારી વિલાપ કરેછે, આ દુઃખ કેમ ખમાય;
કુટુંબનાં કુટુંબને ખાધાં, છાતડી ફાટી જાય. ,, ૩
ન્હાસી મુશીબતે આવ્યા આંહીં, તું છે અમારો બાપ;
રક્ષણ કરવું સઘ ઊચિત છે, દુઃખ હમારાં કાપ. ,, ૪

**હરિશ્ચન્દ્ર** **રાગ ઉપલો.**

મુજ પ્રિય પ્રજાહો, ધીર ધરો હું ટાળું દુઃખો,

દુઃખ બુરૂં શું આથી અરે હો, કેમ દુખી મુજ જંન;
મુજ પ્રજા છે ધર્મી સાચી, તેને તે આ શું વિઘંન (લોકો) ધીર. ૧
શરણાગતનું રક્ષણ કરવું, શસ્ત્રને ઝટ લઈ ધરવું;
દેહ ધરી આ પરદુઃખ હરિને, યશ ઉજવળને વરવું ધીર. ૩
હું ક્ષત્રી કોથી ન ડરૂં, મુજ નામ છે જગત મ્હશૂર;
આલો સહૂ શ્વાપદ વિદારૂં, જેથી વધે મુજ નૂર ધીર. ૪

**તારામતિ રાગ ઉપલો.**

મુજ પ્રાણથી પ્યારા, રક્ષણ કરવું નિજ દેહનું.
ઓ પ્રાણનાથ એ ધર્મ તમારો, પણ તે પ્રણી ક્રૂર;
ફાળ પડે એ શબ્દ સાંભળતાં, પ્રાણનું સાટું જરૂર, મુજ૦ ૧
જાઓ કહેતાં જીભ કપાવું, ના ગયે દુઃખી પ્રજાય;
સાથે રાખો ઈચ્છા મારી, મુને જોવા મન થાય—મુજ૦ ૨

**હરિશ્ચન્દ્ર પદ રાગ પીલુની ઠુમરી**

ભાગ્યતણો ભાનુ થઈ ગયો અસ્ત,
દુઃખ રૂપી ધ્વાન્તે ઘેરાયો સમસ્ત— ભાગ્ય૦ ૧
ધર્મ કરતાં દુખ લીધું હોરી,
કીયા પાપો તણી પ્રગટી આ હોળી— ભાગ્ય૦ ૨
દુઃખીને દુખમાંથી કરવાં વિમુક્ત,
ક્ષત્રિનો ધર્મ એ પરમ પવિત્ર— ભાગ્ય૦ ૩
ધર્મ પાળંતાં આમ ફસાયો,
પ્રભુ કેરી ઈચ્છા ! બીજો નહી આરો— ભાગ્ય૦ ૪

**તારામતિ પદ રાગ સોહેણી**

સ્વામીજી વ્હાલા શુભ ફળ એનું નહીં,

પ્રાણથી પ્યારા શુભ ફળ એનું નહીં.
એ ઋષિ સરખો ક્રોધી બીજો, જગમાં મેં બાળ્યો નહીં—સ્વામીજી
વસિષ્ઠ મુનીના શત પુત્ર માર્યા, આપણી શી રે ગતિ ?—સ્વામીજી
એ મુનીના ક્રોધ અગ્નિની જવાળા. જાશે કેમેરે સહી?—સ્વામીજી.
રૂઠીઆછે એ આપ ઉપર તે, શું દુઃખ દેશે નહીં ?—સ્વામીજી.

**હરિશ્ચન્દ્ર** **હિંડિ.**

સુખદાઈ સદા સત્યતણો પંથ, હૃદય મુજ વિષે મેં વાળી એવી ગ્રંથ;
ઈશ એથી રીઝશે એ રાખ ખંત, સુખ પામીશું ખરેખરૂં અનંત. ૧
પડે પીડ કદી જાવું નહીં હારી, સત્ય નીતિ માર્ગ શુદ્ધ એમ ધારી,
જગત આવિષે સુકર્મ અચ્છાની, દુઃખીઓને પાળવા ન દેવી હાની. ૨
ભક્ત વત્સલ પ્રભૂ માનું અપકારી, મુજ રંક ઉપર નાખે કૃપાધારી
રાખી નિશ્ચય દૃઢ ઈશ ગુણગાની, પાપ પુંજ કરે ભસ્મ નાખી બાળી.૩

**હરિશ્ચન્દ્ર** **રેખતો**

પ્રિયા આવંનમાં નિરજંન, કમલમૂખ તૂજ દે આનંદ (પ્રિયા)
રવિ અસ ગગંન થઈ દુશમંન, કરે વ્યાકૂળ કોમળ અંગ.
ફરી ફરી જોઊં નિરાશે મંન, ધિરજ એક દે પ્રિયા તુજસંગ. પ્રિયા.
શ્રમે તાપે કરે આ વદંન, કમલ લાલ કેરી શોભા ભંગ,
અતિશ્વેત સ્વેદ કેરાં બુંદ, કરે મોતીઅંન રંગ અતિ મંદ પ્રિયા,
એવું સુખકંદ મુખ અરવિંદ, નહસાડે દુઃખ કેરૂં દ્વંદ,
પ્રિયા તુજ જેમ નિરખું અંગ, રીઝે દુખમાં અરે મુજ મંન. પ્રિયા.

**તારામતિ** **પદ**

પ્રિયપતિ મુજ સૌંદર્ય વરણંન, આપે તે આવું કરવું ઘટે નહિં—પ્રિય૰
આપ ચરણની રંક હુંદાસી, તેની આવી શીસ્તુતિ આપે કહી—પ્રિય૰

સ્ત્રિઓતણું સૌભાગ્ય અને સુખ, પતિ ઉપેર આધાર ધરાવે,
પ્રાણ પતિ આપ વિનોદ કેરાં,પાત્રનું કારણ આપ બીજું નહીં—પ્રિય૦
સ્વામિ સુકુમાર દેહ તમારો, કેમ સહે આતીવ્રજ તાપો,
પશુના વધથી શ્રમિત ઝાઝા,આપ થયાછો સ્વસ્થ થાઓઅહિં—પ્રિય૦
મુજ કરતાં અધિક શ્રમથી, સ્વેદિતં ગાત્ર થયું આ અતિ છે,
અંકે ધરી મુજમસ્તક કોમળ,સુખેકરો મારાસ્વામી શયન અહિં—પ્રિ૦

**હરિશ્ચન્દ્ર** પદ–

પ્રિયા, આગ્રહ જાણી કહુંછુંરે, મારા મનની આ વાત,
મુને આવ્યું સ્વપન નિદ્રામાંરે હવે થાયે પરિતાપ.
સ્વપ્ને મારે એક આવીયોરે, ઋષિ સૂર્ય સારીખું તેજ,
શા કામે આપ પધારીઆરે, પ્રશ્ન તેને કીધો મેં સ્હેજરે—મારા૦
ભિક્ષા આપો એમ બોલીઆરે, દો મુને રાજ્યનું દાન,
હસ્તે લઈ જળ મેં દાન દીધું, એવું સ્વપન તણું છે ભાનરે—મારા૦
દુશ્ચિન્હ આવાં દેખીનેરે, ભ્રાંતિ પામ્યો હું ઊર,
ભાન ખોઈ ભૂમિ ઉપર ઢળીઓ, એથી ખોયું મેં મારૂં નૂરરે—મારા૦

**તારામતિ** (રાગ **બેહાગ મ્હાડ**)

નાથરે મારા સ્વપ્નએ સાચું નહિં,
ગભરાઈ ગભરાઈ બ્હીવું આપે નહિં— નાથ રે૦ ૧
આપને નિંદમાં ઝંખના કાંઈ, સ્હેજ આવીરે ગઈરે નાથરે૦ ૨
મૃગજળ ઝાંઝવાં જેવાં અસત્ય ( તેમ )સ્વપ્નની વાત અહીંરે નાથરે૦ ૩
જેમ આકાશે રંગછે મિથ્યા, તેવી ઝંખના સ્વપ્નતણીરે—નાથરે૦ ૪
નિજગતિ તરૂવરગતિ ન્યાયે, સ્વપ્નની વાત સહીરે—નાથરે૦ ૫

**હરિશ્ચન્દ્ર** વાઘેશ્વરી કાનડો.

પ્રિય વદ તું ન કદી અવિચારે—પ્રિયવદ૦

સ્વપનની વાત અસત નહી મન ધર. વદ—પ્રિયે૦
જાણીને તું વદે મુખ એશું ? અસત લહૂ શું સ્વપન તું ધારે,
ભૂષણ એ નહી સતવાદીનું, દુરિંજન મન એમ ધારે, પ્રિયે૦
વાત ખરી કે ખોટી પડે પણ, સર્વ અરે મુજ મન સત માને,
ઘેલી ઘેલી તું વાત છોડીદે, રહે નિત તું સત આધારે પ્રિયે૦
જે બ્રાહ્મણને સ્વપને દીધું, રાજ્ય તણું મેં દાન પ્રિયારે,
વૃદ્ધ પવિત્ર તે વિપ્ર પડે, ફરીને મુજ દષ્ટે કયારે, પ્રિયે૦

**રોહિતાશ્વ (રાગ ખમાચ દાદરો)**

નમી નમી ઋષિજી કહું વિનતી એક મારી—નમી.
શ્રવણ કરો આપતે હું, રંકને નીહાળી—નમી.
ક્રૂર દૃષ્ટિ મા કરો પ્રભૂ આપ દયાધારી,
આપ તણી ઈછા પરિપુર્ણ કરૂં સ્વામી—નમી. ઋષિ.
અનાથબંધુ દીનબંધુ, ભવભય દુખહારી
ક્રોધ જવાળ શાંત કરી, વિનતી લ્યો સ્વિકારી—(ઋષિ )નમી
મુજ પિતાને મારો નહી, નાખો કૃપાવારી
હસ્ત જોડી હું વદું મુજ માને લો ઉગારી—ઋષિ નમી.
પાય પડું લક્ષ ધરો દીન નમ્ર વાણી
સર્વ દક્ષણા ઋષિ હું સઘ આપું આણી, (ઋષિ, નમી.

**હરિશ્ચન્દ્ર પદ-**

ના બોલો એવી વાતરે, હૂં તો ચૂકું ન સતથી- ના બોલો.
અનેક અનેક સંકટ કદી આવે, સત જાળવું મુજ કૃતથીરે હૂંતો૦ નાબો.
પંચમહાભૂત સંપકરીને, ચલિતકરે મુજ વૃતથીરે હૂંતો૦ ના બોલો.
વસિષ્ઠ ગુરૂના ચરણ પ્રતાપે, !,ધીરધરૂં સતનપથીરે હૂંતો૦ ના બોલો.
આભપડો અવની કદીફાટો, ચાલું કદીના અસતથીરે હૂંતો૦ ના બોલો.

મેરૂડગો જલાચીરે સુકાગ્ગો, પણ ના ફરૂં સતપથથીરે હૂતો૦ ના બોલો. પાળું હું પાળું, નિશ્ચે પાળું જે નિકળ્યું મુજ મુખથીરે હૂતો૦ ના બોલો.

**હરિશ્ચન્દ્ર** **સોરઠ**

કૃપા કીધી મોટી હે ઋષિરાજ—

ભાગ્ય તણો મુજ ઉદય કરીને, ગ્રહણ કીધું મુજરાજ—કૃપા૦

ભાર ઉતાર્યા મુજ મસ્તકથી, સેવું સુખે જગરાજ—કૃપા૦

આપ કૃપાથી જન્મ અમારો, સફળ થયો મહારાજ—કૃપા૦

યમતણાં દ્વારો જોવા મીટયાં, લીધો ઉગારી આજ—કૃપા૦

**હરિશ્ચન્દ્ર** **ધનાસરી—ઠુમરી.**

અતિ કઠીન પ્રવાસ, પ્રિયા છે, અતિ કઠીન પ્રવાસ.

સાથે રહેવું પ્રિયા, કદીનહીં બનશે અહિં કે પિયર કરોવાસ —પ્રિયા છે.

અન્ન અને જળકેરી વનનાં, રાખવી લેશ ન આશ—પ્રિયા છે.

સેજ સુંવાળી ન મળે વનમાં, સુવાને પર્ણને ઘાસ—પ્રિયા છે.

દેહ તારો પારિજાતક ફુલ સમ, કેમ કરી સહે તાપ—પ્રિયા છે.

વાઘ વરૂની ઘુમ સાંભળતાં, ઉરમાં ઉપજે ત્રાસ—પ્રિયા છે.

ગ્રીષ્મના તડકા, લુના ભડકા, કરશે દેહની ઘાત—પ્રિયા છે.

તુંને રોહિત રહો જાઊં એકેલો, ધરી નિજમન નિરાંત—પ્રિયા છે.

**તારામતિ** **રાગ—સદર**

વદો શું પ્રિય પતિ આ વાત.

હે સ્વામિનાથ મને શું એકેલી, મુકવા ધારો આપ—વદોશું

વૃક્ષ વિના વેલી, કોને આધારે, રહશે વિચારો આપ—વદોશું

ઈશે કીધી અર્ધાંગના મૂને, સુખ દુખમાં મુજ ભાગ—વદોશું

આવું હું સાથે રહું ના એકેલી, એ મુજ મનની ગાંઠ—વદોશું

**રોહિત** **રાગ—સદર.**

પિતાજી લો મુને આપની સાથ—
હું રંક બાળક દુર્ભાગી પૂરો, વ્રેહની જાણું ન વાત—પિતાજી
જળ વિણ મિનની જેવી ગતિ છે, જાણો તેવી પ્રિય તાત.—પીતાજી
પાળી પોષિને કીધો મોટો, તે શું કરવા અનાથ?.—પિતાજી
રંક શિશુની એજ વિનંતી, લો સાથ પ્રિય મુજ તાત.—પિતાજી

**રોહિત** **પદ**

અરે તરસ લાગી મુને ભારી, પિતા આપો પાણીરે,
થઈ શુષ્ક ગયો મુજ કંઠ, જીવની થાશે હાનીરે,
તેમાં સૂર્યતણો આ તાપ, રિપુ થયોરે અરે.
તીવ્ર કિરણ તે બાણ સમાન, નાખે બાળી દેહને.
તાત તાપ ખમાય નહીંરે, જરી માહારા થકી,
ચિત આકુળ વ્યાકુળ થાય, નહી ચેનરે જરી,
નથી નદી કે સરોવર કુપ, પિયું નીર ક્યાં જઈ,
દાહ દિલમાં ઉઠી છે ઝાઝ, ચલાતું જરી નહીં.

**હરિશ્ચન્દ્ર** **પદ—રાગ મારૂ પરજ**

નારી રહી છે મનાએ મનાય—એ રાહ.

સંકટ લે હરી હરી હે કૃપાલ, યાચું છું હું દીન રે હે દયાળ—સંકટ
સાથે પ્રિયા આ મુજ સુકુમાર, રોહિતાશ્વ વ્હાલો આ મુજબાળ—સંકટ
તારી અકળ કળા ન કળાય, ફરી ફરી થાક્યાં વનની માહે—સંકટ
કાંટા તીક્ષ્ણ વાગે અમપાય. વરૂ વાઘની પડે ઉરમાં ફાળ—સંકટ
ભાનુ માથે રહયો તપીતીત. નથી છાયા પર્ણહીણિ વૃક્ષડાળ—સંકટ
સૂકાં જળ સ્થળ સર્વે દિસે, ટિપું જળ ના મળે થાશે કાળ—સંકટ

**હરિશ્ચન્દ્ર** **રાગ—ગિરિધારીરે—એરાહ.—**

પ્રભૂ મારારે કેર કર્યા શો આ ભારી, (પ્રભુ)આ દુઃખતણો ઘા કારી

મુખ વદતાંરે, ચાલે નહી મુજ વાણી, શું દયા ન મુજપર આણી,
મારા કર્મ તણી જે કહાણીરે, પ્રભુ આપેજ સર્વે જાણીરે,
મુજ અરજ પ્રભુ ન ઉર આણીરે, પ્રભુ મારારે, હિંમત હવે મુજ હારી,
અરે દુઃખતણો ઘા કારી—પ્રભુ મારારે—૧
અરે ક્યાંરે હશે મુજ રાણીરે, પુત્ર રોહિત તુજ દિન વાણીરે,
સંભારતાંરે છાતડી ફાટે આમારી, શી માયા અરે દુખકારી,
રોઈ રોઈ મરશે મુજ રાણીરે, હાય પતિના દુઃખને જાણીરે,
હાય તેની ન કાંઈ એંધાણીરે, થઈ હોશેરે, પુત્ર પ્રિયાની હાણી—
આ દુઃખતણો ઘા કારી—પ્રભુ મારારે.

**તારામતી—** **સોરઠનો ઝુલો.**

કરૂં છું વિનતી પ્રભુ સુણજો આ મારીરે, કરૂં છું.
ચરણ નમીને હું માગું સા'ય તારીરે—કરૂં છું.
માર્ગ ખોયો છે ભૂલી પડી છું, રહ્યો નથી ઉપાયરે,
રોહિત રોહિત રોહિતરે, પુત્ર વન વન વન ફરી ફરીને
હું થાકીરે—વિનતી.
પ્રાણપતી મુજ ક્યાંરે હશો અરે, દ્રષ્ટિએ કો નથી પડતુ રે,
પ્રાણપતી હો, પ્રાણ પતી મુજ, વન વન વન ફરી ફરીને
હું થાકીરે— વિનતી.

**રોહિતાશ્વ** **(લાવણી—પિલુની)**

માત તાતથી છુટો પડયો છુંજી. ફરૂં જંગલ એકલોરે,
વિજોગી ઘા કેમ કરી રૂઝાએ, કેમ કરી તે સ્હેવાએ.
હૈયું પ્રભુ મુજ કોની આગળજી. ખોલુંન દુઃખનો આરોરે,
રંક બાળકપર આશું પભુ તેં, દુઃખનો કીધો મારોરે;
ક્યાં જાઉં પ્રભુ કોની આગળજી, વાત વદું હૈયાનીરે,
પ્રાણવિખૂટો પડવાનો દી, આવ્યો સમિપ દૂખદાઈજી.

**રોહિતાશ્વ  પદ—ઠુમરી**

પરવનું જળ કોણ પીએરે અભાગ—
પ્રાણ વ્હાલો આ જો જાએ નીકળી, શોધું નહી એવો લાગ—પરવ.
ઋષી મુને દો શીખ શું આવી, શાસ્ત્રની જાણો ન વાત—,,
પિતા માતાએ એ જળ પીધું, જાએ મનાઈ કેમ વાત?- ,,
પુણ્ય છોડી પાપનો અધીકારી, કોણ થાએ મુનીરાજ?--,,
રત્ન સાટે કોણ પાપી રુધિરને, લેવાને ધરશે હાથ,,

**હ૦ તા૦ રો૦  પરજની ઠુમરી**

પ્રભુ જાણી દાઝ હમારી. (એ ત્રણવાર)-
સંકટમાંથી લીધાં તેં ઊગારી—જાણી દાઝ હમારી.
અગ્નિ સમો તિત તાપ સહીને, અંતે મળ્યા હમે આવન માંહી, જાણી.
જળીતણા છળથી તે ઉગાર્યાં, રંકને રાખી પ્રભુ તેં વારી, }
કૃપાતણું વરસાવ્યું વારી, } જાણી.
દૈવતણી ગતિ નિશ્ચે ન્યારી. જાએ તેજનથી કદી ન કળાઈ--જાણી.

**રોહિતાશ્વ  નાથ કેસે ગજકો—એરાહ.**

પિતા આ રમ્ય દિસે સ્થળ કેવું, દે છે નેત્રને એ સૂખ કેવું—પિતા.
ભર્ત ભૂમિ ભમિભમિ થાકીએ પણ, આ સ્થળ જેવું ન બીજું,
દર્શનથી પાપાહારક એ છે, જોઈ પ્રસન થઈ રેહેવું —પિતા. ૧
પૃથ્વિ શી આ રમણીય શોભે છે, જનવૈભવનું શું કેવું,
મ્હેલ શું આ અતિ ઉંચા જઇને, કહે હું આકાશને જોઉં—પિતા. ૨
ઓ આ દિસે મણીકર્ણિકા ઘાટ, આ ઘાટ નારદનું શું કેવું,
ચાંદ્રતણી કાંતિથી શા શોભે, સ્થળ નહી જેવું તેવું —પિતા. ૩
આંબા સુખેડ, નાળીએર કેરાં, વૃક્ષ અસંખ્ય આ દેખું,
શીવાલયોની ફરતી શોભા આ, મોક્ષનાં દ્વારો પેખું —પિતા. ૪
થાક ઉતારો આ સ્થળમાં, અહીં રાત્રીરે સુધી પડી રેવું,

પ્રાતઃકાળ થએ આપણ સૌ, જાશું નગરમાં સવેળું---પિતા, ૫

હરિશ્ચન્દ્ર રાગ—બેભાસ

પ્રિયા તું, ઊઠની, થૈછે સ્હવાર — ટેંક

ચંદ્ર અસ્ત પામો ગયો, નભે સૂર્યોદય થયો;
અલિ કરે કમલે ગુંજાર—પ્રિયા તું ઉઠની. ૧
પંખીઓ મધુર બોલી, સ્થળ આ ગજાવી મુકી;
આનંદે ફરે છે આકાશ--પ્રિયા તું ઉઠની. ૨
મંદ મંદ વાયુ વાએ, ફુલની સુગંધી લાવે;
કરે નૈનને ઠંડું ગાર—પ્રિયા તું ઉઠની. ૩
અરૂણુ આકાશે આવે, ભુ સોનેરી રંગે ન્હાએ;
મ્હેલ ઉપવનનો શો બ્હાર, પ્રિયાતું ઉઠની— ૪

રોહિતાશ્વ લાવણી

કેવું નિર્મળરે આ નીર (૨) શોભીતું તીર, ભાગીરથી કેરૂં,
ધિમી ફરફર આવે લ્હેર, શિતળ સ્થળ કેવું,
શ્રમ સ્હેજે ઉતરી જાય (૨) સમે સહુ લ્હાય, હાસ મુખ થાએ,
આનંદે જન તો લ્હાય, શોકની માંએ.
આ તટનો શો વિસ્તાર (૨) રંગીલો બ્હાર, લીસો તેજાળો,
સજ્યા સોનેરી સણગાર, દિસે રૂપાળો.

ઝુલ

પેલું વિશ્વેશ્વરનું ધામ,
કરે નાશ પાપ એ નામ.
દુખી જનને આપે હામ,

અડી ગગન ભેદિ શું જાય, અભ્રની માંય, જોઇ સૂખ લેવું--ધિમી
કેવી ધ્વજા પવનથી ઉડે, કળશ તકતકે, સૂર્ય ઝંખાએ,
જન જએ જગેથી આવી મુક્ત સૌ થાએ.

એવું પુણ્યશાલી એ ક્ષેત્ર, લોભાએ નેત્ર, મનને ઠારે
એવું સ્થળ આ પરમ પવિત્ર પાપ પરજાળે.
અહિં સ્નાન આપણે કરી, સ્વચ્છ સૌ બની, વાર બહુ થાએ,
ચલો વિશ્વેશ્વર દર્શને, સ્હાય તે થાએ.

**બ્રાહ્મણો સંસ્કૃત ભજન—અસાવરી**

"શિવહર શંકર સાંબસદાશિવ પાહિ સદા નિજ મીશજનં
ત્રિભુવનતારક, જન હિત કારક, દુરિત નિવારક કુર્વ વનં-શિવ. ૧
શ્રુતિ જન રંજન, ભવ ભય ભંજન, દિતિ સુત ગંજન કીર્તી ઋતે:
ભૂતિ વિભૂષણ, પશુ જન દુષણ, ધર્મ ધુરંધર રાગરતે—શિવ. ૨
દુર્બલબંધો, કરૂણાસિંધો, નિર્મલ નિશ્ચલ ભાવપતે.
શ્રી ગિરિરાજ સુતા મુખ મંડન,. ખંડન દુસ્તર કાલગતે—શિવ. ૩"

( આરતી )

જય દેવ જય દેવ, જય જગ સંહારા, (૨)
અષ્ટ મૂર્તિ પરમેશા, પાર્વતિ મનરમણા—જય દેવ જય દેવ. ૧
પ્રણુત જનોના તાત, મોક્ષ તણા દાતા (૨)
દેવ લીધા તેં ઉગારી વિષધર સાક્ષાતા. જયદેવ જયદેવ ૨
આદિ અંત નથી કાંઈ, ત્રૈલોકે ગહના (૨)
પાપ પુંજ બાળો પ્રભુ, મદનતણા દહના—જય દેવ જય દેવ-૩

**હુ૦ તા૦ રે૦ રાગ—સારંગ—તાલ ગઝલ.**

શીવ શીવ નામ રટો, પાપને પરી
સર્વ વસ્તુ છે ક્ષણિક જો ફરી ફરી—શીવ શીવ. ૧
પુત્ર પિતા માત ભ્રાત કો સગું નહિં,
પુણ્ય કર્મ જે કીધાં, તે આવશે તાહીં " ૨
ભોળો તું વિશ્વેશ શંભુ. તું દયાનિધી,
નામ મુખે હું લઉં, નિત રંક મંદધી, " ૩

રાજ્ય ધનની તૃષા ગણો નહી ખરી,
મોક્ષ માર્ગ ભક્તિ થકી લો તમે રળી " ૪
સત્યે ચાલું શંભુ હું અસત્યથી ડરી,
નમન તું સ્વીકાર નાથ હે હરિ હરિ— " ૫

**રંભા (જેરી જેરીરે જસોદા—એ રાહ)**

કરો કરોરે શંભુનું નિત્ય સ્તવન,
પામો મુક્તિ, ફરીથી નહિં જનમ મરન— કરો કરો. ૧
ભજો ભજો સહૂ એકજ ચિત્તે, ભક્તજનોના પ્રભુ પાપદહન--કરો ૨
નાથ દિગંબર તારી કૃતિનો, પાર પામે ન કોઈ કરતાં મનન--કરો ૩
ભવભયહારા ગૌરીકાંતા, કૃતિ તારી છે શંભુ પરમ ગહન-કરો--૪
સદ્ ભાવે પ્રણમી કૈલાસનાથા, પાપત્રિવિધ પ્રભૂ કર તું શમન-કરો ૫

**વિશ્વામિત્ર (શાર્દૂલવિક્રીડીત છંદ.)**

હે મૂર્ખા મન માહીં શું તું સમજે, મિથ્યા છળે વિપ્રને,
શું સમજી કરીઓ વસિષ્ઠ ગુરૂ તેં, પાપિષ્ટ હે મિત્ર તેં;
દક્ષણમાં મુજ દક્ષણા હિનમતે! મિથ્યા તું રે કાં લવે,
ના સમજે મુજ શક્તિ દુષ્ટ! કુમતે! બાળી કરૂં ભસ્મ તે!!

**હરિશ્ચન્દ્ર પદ—(નંદ કુંવર તારે નેનારસીલે) રાહ.**

કાશિતણા હે પરમ કૃપાલુ જન કૃપા કરો. કૃપા કરો.
સુણી આ રંકની વાણી અરે ઓ કોઈ કૃપા કરો કૃપા કરો.
વિશ્વામિત્ર ઋષિ તણું, ઋણ ચોંટયું મુજ શરીર;
તે સત્વર કરવા અદા, વેચું હું મુજ શરીર—દયાલુ જન. ૧
સાત ભાર સુનું દઈ, કો ખરીદો મુજ દેહ,
કરગરી કરૂં છું વીનતિ, નવ દેઈશ કદી છેહ—દયાલુ જન.૨
ચાર ભાર સુનું દઈ, મુજ પત્નિ સુકુમાર;
પ્રાણ થકી પ્રિય અધિક જે, લો કોઈ ન કરો વાર—દયાલુ જન

એક ભાર સુન્નું દઈ, આ નિર્દોષી મુજ તન. ૮
રાખ્યો ઘણું કરી જે જતન, જાતે હું વેચ્યું રતન—દયાલુ જન.

**તારામતિ** (પીલુક--ભૈરવી)

હાએ હાએ વદું શું વાત, પ્રિય પતિ હો પ્રાણનાથ
તમ વિના જરીનહીં, વ્હેન વળે હો દીન રાત—હાયે. ૧
આપણી છેલ્લી આ છે ભેટ, શિવ શિવ હો પ્રાણનાથ,
કેહાનળે ધિક્રી બળે, કોમળ આ જે મારી જાત—હાયે ૨
પાપ કીધાં મેં શા અરે, હા ધિક હા ધિક મારી જાત,
કોને પડાવીઓ વિજોગ, કોનો થયો મુને હો શાપ---હાયે ૩
પારકે ઘેર કેમ હું, કામ કરીશ પ્રાણનાથ,
આ વેલી વૃક્ષથી પડે, છુટી જે રેહ હમેશ સાથ. ૪

**હરિશ્ચન્દ્ર** **કાલિંગડો—બદલ ગયો ને નારે**

દુખીને ન દે ધાવરે, પ્રિયા મુજ વ્હાલી હો- દુખીને.
પરમ પ્રિતીનું દુખ અતિ ભૂડું, દિલ આ થકી ન ખમાયરે—દુખીને
અશ્રુધારા તુજ નેનમાં જોઈ, શોક મુજ ઉર ઉભરાયરે ”
પ્રેમે વર્યા છે આ તુજ દેહ, તે મુજ હાથે વેચાયરે.
તારે ને મારે એટલી સગાઈ, સુખ આજ થાય છે વિદાયરે ”
સ્નેહતણો પાશ છેદીઓ જાતે, છોડ હવે સાંજ પુરી થાયરે ”

**હરિશ્ચન્દ્ર—મ્હાડ—( મેરે ગમકા તરાના સુનીએ ફીસાના-રાહ**

આહા કર્મ ભુંડા તું કેમ સતાવે રંકને અરે.
દૈવ આ શું કરાવે, દયા શું નાવે રંક ઉપરે.
રાજા હું આ શી રે ગતિ મુજ, વર્ણન શું મુખ થાય,
કીયા જનમની રે મુજ કરણી, દુઃખ સહ્યું કેમ જાય.

આહા દૈવ નાખી તું દુખ દરિયાવે, કેમ સતાવે, રંકને અરે—૧
કષ્ટ રૂપી વાદળ મુજ ઉપર, છાઈ રહ્યું ચોમેર,
સુખનો સુરજ અસ્ત પામીઓ, દૈવ આ તેં શો કીધો કેર
આહા દૈવ નાખી તું દુખદરિઆવે, કેમ સતાવે, રંકને અરે—૨
આ દુઃખથી મુજ ચિત્તવૃત્તિ, ભમતી ફરે નિશદીન,
શુધ બુધ ના રહે મુજ શરીરને આહા દૈવ તને હું આધીન
આહા દૈવ નાખી તું દુખ દરીઆવે, કેમ સતાવે, રંકને અરે—૩
જે હાથે વિપ્રને દાન મેં દીધાં, દ્રવ્ય દીધું, લખલૂટ,
તે હાથથી આ કર્મ કરાવે, ભુડાં દૈવ આ શું અદભૂત
આહા દૈવ નાખી તું દુખદરિયાવે, કેમ સતાવે, રંકને અરે—૪

હરિશ્ચન્દ્ર ભૈરવીની ઠુમરી.

મારા દુખની આથી સીમા તો વળી, હાંરે દૈવગતિ કોણ શકે કળી-
પુત્ર પ્રિયાનો વિરહ થયો ને, સંગ મારી નહી કોઈ વળી—મારા
જળ વ્હેવું મારે આ નીચને કાજે, શી પૂર્વની કરણી આ ફળી ”
એક પીડા ટળી નાહી કે બીજી, દૈદૈવે નાખ્યો દુખમાં દળી ”
હે પ્રભુ લે હવે મુને ઉઠાવી, કે આ જંજાળની પીડા ટળી ”

## કુંવરી કુંવર મારા લાડકા—રાહ.

તા૦—ઓ પ્રિય રોહિત માહારા, મારા લાડકા તંન;
છાતડી મુજ ચાલે નહી, કેમ મોકલું વંન.
ઓ પ્રિય રોહિત માહરા.

રો૦ માવડી હું જાઉં હાંસથી થા તું જરી ન નિરાશ;
એક ક્ષણુંમાં પાછો વળું, મારા મનની એ આશ.

**તારામતિ** **લલિત**

હાય હાય હો પુત્ર માહરા, અરર શા થયા હાલ તાહરા;
ક્રુર મૃત્યુ આ શિ રીતે થયું, દુખ સમુદ્રમાં ડુબી હું મરૂં. ૧
રહિત રોહિત પુત્ર રોહિત, એકલડી મુકી પુત્ર રોહિત;
દુખપિડીત જે માવડી અરે, રઝળતી મુકી પુત્ર તેં અરે. ૨
કુથીન મંન તારૂં કરી અરે, કરી ગયો ક્યહાં આમ, છોકરે;
વદ તું બોલ બે મીઠડા અરે કયમ થયો તું રે ક્રુર અંતરે— ૩
પરમ હે પ્રભુ નાવી શું દયા? તોડતાં તને પુત્રની મયા.
તુજ વિયોગવન્હી દહે મુને, કયમ સમાવું હું તે પ્રભુ અરે— ૪

**હરિશ્ચન્દ્ર** **(મયેજાનતીથી પરીઓસેઅછા—રાહ-**

તું છોડી પુત્ર ક્યાં ગયો પિતા ને માત ને,
વિજોગી ભાલો મારીઓ હમારે કાળજે—તું છોડી. ૧
સુલક્ષણા મુજપુત્ર તુને મર્ણે ઝડપી લીધ,
જોઈ હૃદય ફાટી જાય પાડું જાતને. તું છોડી. ૨
તેજાળું પૂર્ન વદન આ દિસે કેવું ફીકું;
ઉડી ગયું તુજ રક્ત રહ્યું ખોખું માત્રરે—તું છોડી. ૩
સત્ય કાજ હોરી લીધું દુઃખ પુત્ર તેં;
ઋણ પિતાનું ટાળવા સમર્પ્યું ગાત્રને—તું છોડી. ૪

**( માલીનિછંદ )**

જગત સકલ આ છે, કલેસનું પૂર્ણ પાત્ર;
મૃગજલ સમ નિશ્ચે સુખ ના લેશ માત્ર.
અસત જગત માંહે, મગ્ન સૌ દીનરાત્ર.
ક્ષણિક જગત માયા દુઃખને દુઃખ માત્ર

**હરિશ્ચન્દ્ર. સિંધ ભૈરવી.**

ઓ પરમેશ ન લવલેશ દયા તૂને મારી;
પતિતણે હાથ સુકુમાર મરાવે તૂં નારી. ૧.
અરે મેં પાપ કીધાં પેલે જનમે શાંશાં ભારી;
પિતાતણી આજ્ઞા અરે દૈવ મેં શું નાહીં પાળી. ૨.
કે શું અનાથને કરી પીડ લીધું ધંન હરી;
કે શું પતિ પત્નિની નિર્મળી તોડાવી યારી; ૩.
કે શું મેં સાધુ પુરૂષકેરૂં અપમાન કરી;
દેવ! નીતિ લોપી ધર્મ લોપી હે ન્યાયકારી. ૪.
મુજ હસ્તે મરાએ કેમ મુજ પ્રાણપ્યારી;
તેમ સ્વામીતણી આજ્ઞા શું લોપાય કાંઈ. ૫.
અરે શું રે કરૂં કાંઈ સૂઝે મૂને નાહીં;
પ્રભુ શરણ તારૂં મૂને છું આધીન તારી. ૬.

**તારામતી. (શિખરિણી.)**

કૃપાસિન્ધો દેવા, શરણ પ્રભુ આવું તુજ કને,
નમીને માગું દે મરણ સમયે હામ મુજને;
કીધાં પાપો ભારી, પણ સમિપ લે મુજ જીવને;
દયાળૂ પિતા હે, અનુપમ દયાછે તુજ મને. ૧.
ન કાયા કેરૂં હું, સુખ ધરૂં જરી અંતર વિષે,
ન માયા કરાં આવરણથી વિંટાણી કંઈ મિષે;
ન મૃત્યુ કેરૂં હું, ભય પ્રભુ ગણું લેશ મનમાં,
સમે આ હું માગું, "**સત અચળ રહો**" એજ જગમાં. ૨.

**સર્વપાત્રો**—જગતમાં સત્ય ખરેખરૂં સ્થાયી.

નથી અવર એ સમ કાંઈ આંહી.— જગતમાં.
પ્રભુપદ મળશે સત્યને વાટે, એ મનમાં નિત જાણી,
જુઠે રૂઠે ઈશ એ મન સમજી, સત્ય તું રાખજે વાણી, જગતમાં ૧.
જેણે મુક્યું સત તેની થાએ, જગમાં અતિશય હાંસી,
પાપનો પુંજ મસ્તક પર ધરિને, નર્કનો થાય નિવાસી. જગતમાં ૨.
રાજા હરિશ્ચન્દ્ર, સત્યની મુરતી, સત્ય પથે રહ્યો જારી,
દુઃખપામ્યો જો અનંત પ્રથમ પણ, અંતેપામ્યો ત્રિપુરારિ. જ૦ ૩.

---